# મુંબાઇની શેઠાણી



કીંમત રૂ. ૦-૧-૦

## સુધરેલી શેઠાણી:—

છાને કહું છટકેલી, પીટયા મને છાને કહે છટકેલી.
હુંતો ફેશનમાં ઘેલી બનેલી—
પીટયા મને છાને કહુ છટકેલી.
પીઅર તજીને ડીયરની સાથે, ગાર્ડનમાં જાઉં હું વહેલી.
પોલશનની ટી અને દિલ્હીનાં બીસકુટ—
તાજાં તાજાં ખાઉં પહેલી:—પીટયા.
સાટીનની સાડીઓ કસબી ભરેલી કોર
સ્વપ્ને ન કોઈએ દીઠેલી,
પોલકાંને ચોળીઓનો પાર નથી મ્હારે
ફ્રેન્ડોએ પ્રેઝંટ કીધેલી:—પીટયા
નવસેરા હાર સાચા મોતીના સુંદર
બંગડીઓ માણેકે મઢેલી,
બેસી મોટરમાં જાઉં હું ચોપાટી
વીઘા હું પાકી ભણેલી:—પીટયા.



આવૃત્તી ૪ થી. પ્રત ૪૦૦૦ સન ૧૯૨૨.

છપાવી પ્રસીદ્ધ કરનાર,

બુકસેલર-જડુલાલ નારણદાસ. મુ. નડીઆદ.

શ્રી 'ગણેશ' પ્રી. પ્રેસમાં ત્રીવેદી ઈશ્વરલાલ માણેકલાલે છાપ્યું.
ઠે. પાંચકુવા રોડ, ચાર રસ્તા—અમદાવાદ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
૧૦૪૦૯
અમદાવાદ
... ની કાંકરીઆઈટ સંગ્રહ



# પરણેલાનો પસ્તાવો.

**રાગ )**—( ઝેર ગયાંને વેર ગયા વળી કાળા કેર ગયા કરનાર )

**શેઠઃ—**

હતો કુંવારો આજ લગી હું પરણ્યાનું દીલ થાતું તું
પરણેલાને નજરે જોતાં હૈડું તો હરખાતું તું— ૧
ઘર દુકાનો વેચી દઇને રૂપીઆ સૌ ભેળા કીધા
લાડીજીને હોશે મળવા થોડા કંઈ કરજે લીધા—૨
બૈરી પરણ્યા શુભ લગ્નથી કોડ કર્યા સરવે પુરા
સુખ સઘળું હોળીમાં હોમ્યું ઇજ્જતના કીધા ચુરા— ૩
પ્રથમ આણે શાણી રાણી લાજ મહિં લચકાતાંતાં
સાથે ફરવાનું હું કહેતો ઇજ્જતમાં અચકાતાંતાં— ૪
વચનો વદતાં ધીરે ધીરે બોલી લાગે બહુ સારી
મેં જાણ્યું જે કામ થયું છે સદ્‌ગુણી પામ્યો નારી— ૫
પછી પધાર્યાં બીજે આણે પ્લેટ સહુ બદલાયો છે
બકરી જેને હું ગણતો તે વાઘ થઈને આવ્યાં છે— ૬
બે ત્રણ દીવસ થયા એટલે મકાનમાં ખામી કાઢી
આ ઘરમાં હું નહીં રહેવાની કહીને રીસાયાં લાડી— ૭
હુકમને મેં માનજ આપ્યું ઘર બીજું ભાડે લીધું
દાગીના માટે વહાલીએ આમંત્રણ બીજું દીધું— ૮
નોટીસ મળતાં હું ગભરાયો તો પણ હિંમત મેં રાખી
શું શું જોઇએ શાણી શ્યામા મૂખેથી દયોને ભાખી— ૯

ઝંઝર જોડી માંર્ જોઈએ ઍરીંગની જોડી લાવો
લોકેટ ગીનીના સોનાનું લઈ વા'લા વેલા આવો-૧૦
બંગડીઓની જોડી લાવો સાચા મોતીની સ્વામી
સાડી કસબી લાવો જેવી પહેરે છે મારી મામી-૧૧
તુર્ત તડાકો મેં તો કીધો પાઇ નથી પાસે મારી
સઘળું વેચ્યું દેવું કીધું ત્યારે પરણ્યો છું નારી-૧૨
સુણતાં વા'લી વીલાં પડ્યાં તરત તાડુકો કીધો
પરણી તમને તેમાં કહોને મેં શું કાંઈ ગુન્હો કીધો-૧૩
મેં માગ્યું તે મારે જોઇએ તેમાં કંઇએ નહિ ચાલે
થઈ ભીખારી ફેરી નારી સૈ તો આ હેટ સાલે-૧૪
ઘાટી વીણુ ઘડીએ નહિ ચાલે મનમાં લેજો વિચારી
રસોઇ હાથે રાંધું છું તે માટે સમજો છું સારી-૧૫
સ્ટડી આખી સુધરી તોયે આપ રહ્યા હમ્બગ જેવા
દાળ થઈ માટે સીધાવો આદુ ને મરચાં લેવા-૧૬
ઘાટી માફક ગણવા લાગી ઓર્ડરથી અકળાવે છે
નવા નવા ખુદ્દા ઉઠાવી આંતરડી કકળાવે છે-૧૭
તુર્ત રોકડો જવાબ દે છે કદી જરાહું ગુસ્સે થાઉં
વેરીસોરી ઓમાયહસ્બંડઆઈ એમગોઈંગડિયરનાઉ-૧૮
ગયો જમાનો જુનો ચાલી ફેસનમાં વહાલા મહાલો
દાગીનો જુનો વેચી દઇ નાટક જોવાને ચાલો-૧૯
ટેલીફોનથીટીકીટ કરાવો ફર્સ્ટક્લાસ રીઝર્વ વ્હાલા
અપ-ટુ-ડેટ બનીને ચાલો વીચાર શા કરવા ઠાલા-૨૦

## શ્લોક—( કરૂણાજનક કથની )

—:c:—

(રાગ—ગઝલ—)

સુધારાની મઝા ન્યારો, જમાનો જાય છે સારો
જુઓને આ દશા યારો અમારી આમ બાબત છે.
જુઓ મુંબઈ તણી નારી, બતાવે ડોળ તે ભારી
ફરે થઈ રાયની રાણી, અમારી આમ બાબત છે.
દયાળુ મા અને બાપે, લગન તો મ્હારાં કીધાં
હિસાબો તેહના આપું, અમારી આમ બાબત છે.
હતી અમ દેશની અંદર મહારી પ્રેમદા પ્યારી
અમે અમ પાસ બોલાવી, અમારી આમ બાબત છે.
કરૂં કોઇ જાતનો ઓર્ડર, નથી તે ધ્યાનમાં લેતી
ફરે તે થઇને મદમાતી, અમારી આમ બાબત છે.
બધાંએ ઘર તણાં કામો, અમો અમ હસ્તથી કરતા
દુ:ખી છે જીંદગી મારી, અમારી આમ બાબત છે.
ભરૂં મમ હસ્તથી પાણી, પછીથી ઉઠતી રાણી
ચલાવે હુકમો શાણી, અમારી આમ બાબત છે.
કરી દાતણ પછી ઘરમાં, પદમણી પાટલે બેસે
પછીથી ચાહ તે માગે, અમારી આમ બાબત છે.
ઘરે વાસણ બધા માંજુ, રસોઇ હાથથી રાંધુ
કરે ભોજન પછી પત્ની, અમારી આમ બાબત છે.

કરી પત્ની તણી સેવા, દશે તો નોકરી જાઉં
પુરા પરતંત્ર ત્યાં થાવું, અમારી આમ બાબત છે.
બધા આ કષ્ટને લીધે, દુખી આ જીંદગી થાતી
ભલે મરવું અરે એથી, અમારી આમ બાબત છે.
મઝા મુંબઈ તણી જોતાં, મૂરખ ફેશન મહીં ફસતાં
પછી પસ્તાઇને રડતા, અમારી આમ બાબત છે.
પગાર પચીસ તો આવે, પ્રીયા પાંત્રીસ ખરચાવે
દયા દીલમાં નહિ લાવે, અમારી આમ બાબત છે.
બતાવે દમ ઘણો નારી, ચલાવે હુકમો ભારી
ફરે નીત બાગમાં રાણી, અમારી આમ બાબત છે.
ઘરેણાં અવનવાં માગે, વખતપર હાડકા ભાંગે
કહે શું કામ પરણ્યાતા, અમારી આમ બાબત છે.
દરદ નીત્યે નવું થાયે, રહું હું ઘેર જ્યાં સુધી
કરે ઠણકા ખરા ખોટા, અમારી આમ બાબત છે.
પથારીમાં પડી રહેતી, મીઠાઈ મોજથી ખાતી
દુઃખી મમ જીંદગી થાતી, અમારી આમ બાબત છે.
ભરૂં નીત્ય બીલ વૈદોનાં, છતાં સાજી નથી થાતી
ચલાવે ઢોંગ બહુ ખોટા, અમારી આમ બાબત છે
ખરીદી હાથથી કરતી, લખાવી નામ પર મારા
કહો બીલ ક્યાં થકી ભરવું, અમારી આમ બાબત છે.
મંગાવે અવનવી ચીજો, અમારે લાવવી ક્યાંથી
નથી પેદાશ કંઈ જોતી, અમારી આમ બાબત છે.

પથારી પ્રેમથી કરતી, પ્રીયાની હાજરી ભરવી
નથી નવરાશ પણ પળની, અમારી આમ બાબત છે.
ગુમાવી દેશની મુંડી, અહીં પરદેશમાં આવી
છતાં ખુશ ના થઇ નારી, અમારી આમ બાબત છે.
હતી અમ દેશની અંદર, બધાંએ કામ ત્યાં કરતી
નથી અહીં કોઇથી ડરતી, અમારી આમ બાબત છે.
વખત વીચારીને રંડા, કરે દર્શનનું બાનું
સીધાવે યારના ઘરમાં, અમારી આમ બાબત છે.
યારોથી તે લઇ નાણાં, લુંટાવે માલ યૌવનનો
ભરે પાછા ઘરે પગલા અમારી આમ બાબત છે.
હમેશા આટલી મોડી, કહે તું કયાંથી આવે છે
ગયા છે બાર જો વાગી, અમારી આમ બાબત છે.
થયાં દર્શન બહુ મોડાં ભર્યાતાં કુલ હીંડોળે
જામીતી ભીડની ઝાઝી, અમારી આમ બાબત છે.
સખી એક મંદીરે આવી, મુને ગઈ સંગ બોલાવી
તજો કચકચ તમે ખાલી, અમારી આમ બાબત છે.
મટી જંગલી બનો શહેરી, મવાલી કયાં સુધી રહેશો.
પથારી કેમ નથી કીધી, અમારી આમ બાબત છે.
સુતા જઇ લોય શેઠાણી, જણાવી રીસ ઉપરથી
પતિને શેકમાં દાબી, અમારી આમ બાબત છે.

# શેઠ-શેઠાણીનો સંવાદ.

( રાગ-ગઝલ. )

શેઠાણી—અરે સ્વામી તમે મારા, ઘડાવો બંગડી પ્યારા,
વળી હીરા તણી ચુની, કહો તમ લાવશો ક્યારે.
શેઠ—અરે પ્યારી હવે મારી, સુણાવું વાત હું સારી.
નથી પૈસા કને મારી, કહે શું હું કરૂં પ્યારી.
શેઠાણી—ભગત કે દીનને આપો, છતાં અહીં આમ શું ભાખો.
ગમે તે આજથી કરીને, મને તો સર્વ આણી દો.
શેઠ—ભગત કે દીનને હું તો, જમાડું અન્ન ને પાણી,
પણ નહિ પાસ છે મારી, રૂપીઆ નોટ કંઈ નારી.
શેઠાણી—રૂપીઆ સાઠ લાવો છો, વળી બીજું કમાવો છો,
છતાં માથું હલાવો છો, કહો શું રીત એ સારી.
શેઠ—ખરચ મુંબઈ તણાં ભારી, વળી જો થઇએ આજારી,
કહે શું હું કરૂં પ્યારી, નથી કંઈ પાસ દ્રવ્ય મારી.
શેઠાણી—નહિ લાવો તમે વ્હાલા, જરૂર હું જઇશ પીયર મારા,
પછીથી ચાય તે કરજો, વળી તેથીજ મારે શું.
શેઠ—અરે રંડા કહું તુજને, બતાવે બીક શું મુજને,
ભલે જાને પીયર તારા, થશે કંઇ હાલ મન સારા.
શેઠાણી—પીયર શું કામ હું જાઉં, ઝડપથી ઝેર હું ખાઉં,
પછી વૈકુંઠમાં જાઉં, તહાં જઈ નામ દીપાવું.

શેઠ—ન પૈસો ઝેરનો ખરચો, તમે જઇ કુવામાં મરજો,
સુખે જઈ નર્કમાં ઠરજો, નહિ ફીકર તમે કરજો.
શેઠાણી—નહિ કંઇ નર્કમાં જાઉં, ઝડપથી ભૂત હું થાઉં,
ચૂસી તમ માતને ખાઉં, ન સમજો જંપવા દેઉં.
શેઠ—વહોછો શું અરે સાચું, ભુવાને હું જઈ યાચું,
ભરૂં મરચાંથી તુજ ડાચું, ન ખઉં તુજ વોણુ હું કાચું.
લેખક—સૂણીને એવું શેઠાણી, હૃદયમાં ખુબ અકળાણી,
પતિને દાબમાં લેવા, કરે છે ઢોંગ એ કેવા
શીશો ઘાસતેલનો લાવી, અમુલ્ય સાડી ભીંજાવી,
પછીથી કાંડી સળગાવી,—
શેઠાણી— કહે હું ઝટ બળી જાઉં.
ન જીવું હું મરી જાઉં, સ્ત્રી હત્યા આજ આપીને,
ચડાવે ફાંસીએ સરકાર, ન દેશો દોષ કંઇ મુજને.
લેખક—ઠગાયો સ્ત્રીચરીત્રોથી, પતિ ન મર્મ કંઈ સમજ્યો.
શેઠ—કહે હાર્યો હવે વ્હાલી, મુને તું માફ કર શાણી.
નિસાસો શું અરે નાખે, મુકું ઘરબાર ગીરો જઈ,
સોમાજી શેઠ ધીરે છે, રૂપૈયે એક આનો લઈ.
કરૂં ઇચ્છા પુરી તારી, વસાવું બંગડી સારી,
હીરાનો હાર જે સુંદર, સવારે લાવું હું સત્વર.
લેખક—લખાણુ આનું રહ્યું બાકી, લખું શું ભાગ બીજામાં?
આંખો ઝટ મુજ ખુલી ગઈ, સ્વપ્નની વાત પુરી થઇ.

# સુધરેલાનો સંતાપ.

( રાગ ગઝલ )

સુણો સાથી સુધારાના ! અરે ! સૌ આંહિ આવોને;
તમારા ભાષણે ભુલ્યો, હવે રસ્તો બતાવોને ! સુણો.
તમારા રાહ પર ચાલી, સુધારો ઘર વિષે ઘાલી;
પીધી મ્હેં ઝેરની પ્યાલી, તમે તેથી બચાવોને ! સુણો.
પ્રિયાનાં પોલકાં લાવી, નવીન પોશાક પહેરાવી;
ગરીબી ઘર વિષે આવી, હવે તેને હઠાવોને ! સુણો.
પ્રિયા ઘર કાજને છોડી, ચઢાવી બૂટની જોડી;
હવા ખાવા જતી દોડી, કહે "નોકર વસાવોને" ! સુણો.
" નથી હું કાંઇ ભઠિયારી, નથી હૈં કામ કરનારી;
હવે હકદાર હું નારી, નિયમસરનું બજાવોને ! સુણો.
સુધારો આપણે માથે, નહિ ખાવા કરૂં હાથે;
પિયુજી રાંધવા માટે, રસોયો એક લાવોને ! સુણો.
સુશોભિત ડ્રેસ લાવોને, સરસ ચસ્માં અપાવોને !
હુકમ મારો બજાવોને, મડમ મુજને બનાવોને ! સુણો.
જવું ફરવા પગે ચાલી, સુધારાની નહિ વ્હાલી;
દિયો એ આપદા ટાળી, સરસ સાઇકલ અપાવોને ! સુણો,
બનું હું રાયની રાણી, જવું નાટક વિષે જાની;
ટિકીટ લાવો તમાસાની, સુધારાને વધાવોને ! સુણો.

ઘણું છે કામ તમ માથે, તમે ના આવશો સાથે;
કુલાજી ફ્રેન્ડને માટે, ટીકીટ બીજી મંગાવોને! સુણો.
અદેખા શું બનો એમાં, કુલાજી સાથ છે તેમાં;
સુધારો છે રહ્યો જેમાં, જરા વિશ્વાસ લાવોને! સુણો.
સુધારાના થયા સાથી, પછી ખટપટ કરો આ શી!
કરે અજ્ઞાનીઓ હાંસી, કુધારાને હરાવોને! સુણો.
સુધારો આ જુઓ ચારો! તમોને જે અતિ પ્યારો!
હવે લાગે મને ખારો! ભલે ભપકો બતાવોને! સુણો.
ખરચ પોષાય કયમ આવું? મુસારો સાઠનો લાવું;
પ્રિયાને કેમ સમજાવું? જરા યુક્તિ જણાવોને! સુણો.
રસોયો ક્યાં થકી રાખું, હૃદયનું દુઃખ ક્યાં દાખું?
નિસાસા હાય હું નાખું, દયા દિલમાં ધરાવોને! સુણો.
છકેલી કંઈ થઇ નારી, જરાએ લાજ ના ધારી;
પતિ તો શાક તરકારી, પતિવ્રત તો પળાવોને! સુણો.
લજાવ્યા તાતને! કૈંએ, બનાવ્યા ભ્રાતને કૈંએ;
ડુબાવ્યું કુળ હા! કૈંએ, ભલે દિલને મનાવોને! સુણો,
સુધારો એ તમારો તો, ભલે તમને મુબારક હો!
અરે પસ્તાઉં છું પૂરો, પ્રભુ તેથી બચાવોને! સુણો.
* * * *

સુણી શંકર કહે શાણા, ભવાડા આ સુધારાના,
સુણી ના કોપશો પ્યારા, અરજ દિલમાં ઠસાવોને! સુણો.
લેખક–"મણિકાન્ત"–(તે) શંકરલાલ મગનલાલ પંડ્યા.)

# કળિયુગના બ્રાહ્મણો! કે જુદની જમાનો!

( રાગ-ગઝલ. )

કુડો કળીકાળ શો આવ્યો ? જમાનો તમામ બદલાયો,
અધર્મે ધર્મ ચંપાયો! કળિનો હાથ પર ફાવ્યો. —૧
ગયું બ્રાહ્મણપણું ચાલી, ગઇ બ્રહ્મતેજની લાલી,
ગયા ભૂદેવ પીનારા, આગુસમ સોમરસ પ્યાલી. —૨
હુવે તો સ્નાન સંધ્યામાં ઉડે છે બહાર બૉટલનો,
ગણિકા ગાનનો ચસ્કો, પડયો છે હાથ બૉટલનો. —૩
ગરજ ગાયત્રીની શી છે? રમે રૂપચંદરા[1] મનડું!
દેવ મન્દિર હુંબગર[2] છે, ત્રિયા માટે તપે તનડું. —૪
સમાધિ ધ્યાન આચરણા, જગત્‌ને ધૂતવા ધાર્યાં,
વળી પ્રાણાયમે ધ્યાનો, મધુર મિષ્ટાનનાં પ્યારાં. —૫
ચમકતું તેજ બ્રાહ્મણનું, દિસે છે બાબરા[3] માંહે!
વૈશ્વદેવજ સદા થાતું, જમે છે લૉજમાં જ્યાંહિ. —૬
અને આહુતિમાંતો, પાઉં બીસ્કીટ રહ્યા ઇરાનીનો,
ધુમ્રપાને[4] થતા યજ્ઞો, ખરો લપકો જુવાનીનો. —૭
લટકતી ટાઈ ઉપવીતમાં, ગળે રૂદ્રાક્ષમા કૉલર,
લગાવી પેન્ટને પટ્ટો, કર્યું અળખામણું ધોતર. —૮

---

(૧) લક્ષ્મી (૨) ગપાષ્ટક (૩) ફૅન્સી વાળ (૪) સીગારેટના ધુમાડા.

પગેથી પાવડી જાતાં, બુટ બો-સ્ટોકનાં આવ્યાં,
બિચારી ગૌમુખી હારી, રૂપાળાં બેગબાઇ ફાવ્યાં. ૯
શ્રવણમાં ડેઈલી પેપરને, મનનમાં તાર રૂટરના,
સમાધિ વારૂણી પીને, અહો સુવાય ગટરમાં. ૧૦
શુદ્ધ સ્વાધ્યાયમાં શોધ્યું, સીનેમા રંગ બેરંગી,
અને પારાયણે નાટક, બીરાજે સાથમાં ભંગી. ૧૧
સગવડને શોખને ખાતર કીધું ઘર સાફ વાળીને,
વસાવ્યાં સૂટ! અંગરખાં, અને બંગડી બાળીને. ૧૨
શ્વસુર ગ્રહવાસમાં તિર્થો, અરે! વ્હા પ્યાલી ગંગાજળ,
પિતૃભક્તિમાં ગાળો જોખવી, અરે! એતો સુપુતનું બળ. ૧૩
સમાગમ સંતનો થાતો, જઈ વારાંગના વાસે,
ગીતાનો પાઠ તો થાતો, સદા નોવેલમાં ભાસે. ૧૪
બનીને શિષ્ય ઇન્દ્રિના, ગુરૂતો પાદરી કીધા;
નમસ્કારે પરસ્પરમાં, અલો-હો; હાથ લઈ લીધા. ૧૫
વળી સદ્ગો સદ્ધમમાં આત્મ હિત સ્પૉર્ટીંગ કલબમાં;
જીવન સાફલ્ય પર-સેવા કરી જીભડીની લપલપમાં. ૧૬
વરદ હસ્તે સદા દેતા સફળ વરદાનને સ્હેજે;
વળી ક્રોધે ભરાતાં શ્રાપ દેતા બ્રહ્મના તેજે. ૧૭
અહો! ભૂદેવ માંગે છે આજ ભિક્ષા ઘરોઘરમાં;
ન તરણું તુટતું લાડુ જમી મસ્તાન હરહરમાં. ૧૮
જગતના જે ગુરૂ આજે દયા માગે ફકીરોથી,
ભલી નિજ તેજ આત્માનું; દબાયે છે અમિરોથી. ૧૯

ઋષિ મુનિ પુર્વજો જેના, કર્મ યોગી મહા જ્ઞાની,
નિરક્ષર બ્રહ્મ સંતાના, ગણાતા આજ બગ ધ્યાની—૨૦
કર્મ કાંડે મચ્યા રહેતા, જીવન નિજ શુદ્ધ ગાળીને,
વૃત્તિઓ સંયમે રાખી, કામ ને ક્રોધ બાળીને— ૨૧
ન જેને સ્વપ્નમાં નિજ સ્વાર્થના દર્શન કદિ થાતાં,
ન તપ જપ ત્યાગને સેવા, વિના સત્કાર્ય દેખાતાં.—૨૨
અરેરે ! આજના બ્રાહ્મણ વિસારી ધર્મ નિજ બેઠા,
ચુકી સત્કર્મને ભક્તિ, કિચક કળી કાળમાં પેઠા.— ૨૩
તરી શકતા ન પોતે કેમ, તારે વિશ્વ વાસીને ?
અરેરે આજતો આખુ, જગત્ રહ્યું છેક ત્રાસીને— ૨૪
હશે કો વિરલા બ્રાહ્મણ, સદા બ્રહ્મત્વના પ્યાસી,
સનાતન શુદ્ધ પરમાર્થી, જનાં જે પાપથી ત્રાસી—૨૫
પરંતુ જ્યાં નજર નાંખુ, જડે છે બ્રાહ્મણો કળીના,
નિરક્ષર તજ હિનાને, પશુ બળાથી બન્યા બળિઆ—૨૬
ચક્રવર્તિ મહા નૃપતિ, સદા સત્કાર કરતાતા,
ચરણ રજ બ્રાહ્મણોની, ભક્તિ ભાવે શિર ધરતાતા—૨૭
વળી નિજ આસને બેસાડવતાં ફળ ફુલ અર્પીને,
બનીને દાસ રાણાઓ, ખડા રહે હાથ જોડીને— ૨૮
મહા બળવાન રાજાઓ, દયીતા અર્પતા પ્રીતે,
અને જામાતૃ પદ અર્પી, કરંતા સેવ દ્રઢ ચિત્તે— ૨૯
વળી ક્યાં બ્રહ્મ દયિતાઓ, મહા ગંભિર સિંહણશી,
અને કયાં આજની એ બામણીઓ હા ? ગોવાલણ શી ?—૩૦

અરે એ બ્રહ્મ સંતાનો, ગયા સંતાઇ ક્યાં આજે ?
ગયા ક્યાં જ્ઞાની પંડિતો, દિગંતે કીર્ત્તિ જસ ગાજે-૩૧
બ્રહ્મને જાણનારાઓ, ખરા બ્રાહ્મણ કહેવાયે !
તત્વ પીછાણનારાઓ, ખરા દ્વિજરાજ કહેવાયે !- ૩૨
વળી સાત્વિક વૃત્તિના, શુદ્ધ પંડિત કહેવાયે !
શૂરવીર ધર્મ અભિમાની પ્રખર ભૂદેવ ! કહેવાયે !-૩૩
કળિના બ્રાહ્મણો ભિક્ષા, મદિરા માંસમાં ડુબ્યા,
વિષય, જર, વેર, ને ઝેરે અરે ! માથા સુધી ખુંપ્યા.-૩૪
અમે બ્રાહ્મણ પ્રભુ પ્યારા, કહી ખુંખારો કરનારા,
રહ્યા છે ભાટના જેવા, મુછોએ હાથ ધરનારા- ૩૫
કહું હું ધન્ય કે ધિક્કાર, કળિના બ્રાહ્મણો તમને ?
અહિંસા વિસરી બેઠા, શીખ્યા તદબીર તાલીમને- ૩૬
કહો કેમ મેળવી શકશો ? તમે મુક્તિ પ્રભુ પદને,
જગત્ ઉદ્ધારશો શું આપ, વિસરી યમ નિયમ જપને-૩૭
જુવો વૈમાનને બદલે, તમારે માટ યમ આવ્યા,
સ્વર્ગ-મુક્તિ સટે તમને ઘસરડી નર્કમાં જાવા- ૩૮
થશે ઇન્સાફ દરબારે, તમારો ધર્મના રાજ્યે !
ન રૌરવ નર્ક વિણ બીજી જગ્યા તમને ભલે છાજે-૩૯
હજીયે સાંભળી શિક્ષા, ઋષિ મુનિ પુર્વજો કેરી,
મણિમય બ્રાહ્મણો કળિના, ધરો સત્કર્મ ના દેરી-૪૦
( લેખક શ્રીયુત્ મણિલાલ મોહનલાલ-"પાદરાકર. )
મુ. પાદરા, તા. વડોદરા.

# ઘાતકી પીતા ( યાને ) લગન કે ચીતા.

( રાગ-ગઝલ. )

પ્રભુ પ્યારા દયા નિધી, પિતાજી પાય હું લાગુ;
બચાવોને મને બાપુ, શરણુ હું આપનું માગું.— ૧
થયો શત્રુ પિતા મારો, અરે મમ રક્તનો પ્યાસી;
કહું આ કષ્ટ હું કોને, ઉગારો દીન આ દાસી.— ૨
બજારે વેચવા બેઠો, ગરીબ આ ગાયને પાપી;
કરે મુજ માંસનો પૈસો, કલેજું માહરૂં કાપી.— ૩
ઘુવડ ઘરડા તણી સાથે, વરાવાને મુને ધારે;
બનીને અંધ લક્ષ્મીમાં, પિતા નિજ પુત્રીને મારે.—૪
ગરીબી ટાળવા માટે, પિતા નિજ પુત્રીને વેચે;
ખરે નિજ સ્વાર્થને માટે, મડા સાથે મુને દેશે.— ૫
બીચારી માત મારીનું, કહ્યું જમ દુત ના માને;
કકળતી તે બહુ ભારે, કથન કંઈ ના સુણે કાને.— ૬
નથી કંઇ આશ અવનીમાં, હવે બાકી રહી મનમાં
નિહાળી સૃષ્ટિનાં સુખો, ઉઠે છે આગ આ તનમાં.—૭
અરે ઓ માત મારીરે, ખરે ઓ જન્મની દાતા;
બહુ આભાર તેં કીધા, ઉછેરીને મુને માતા.—૮
નગુણી થઈ અરે હું તો જાઉં છું સાથરે તારો;
જઉછું સ્વર્ગને વાટે, ગણીને દેહને ખારો.— ૯

સકળ સૃષ્ટી તણા સ્વામી, [illegible] દાસાની દેજે;
કૃપાળુ ઈશ બહુ નામી, ઉગારજો આ રંકને હેજે.—૧૦
પછી તે રંક બાળાએ, ભરીને ઝેરની પ્યાલી;
ગણીને તેહને અમૃત, ઝપાટેથી કરી ખાલી.— ૧૧
થયો લક્ષ્મી તણા લોભે, પિતા પુત્રી તણો ઘાતી;
કહે માધવ ખરે એનો, ગણાયો જગતમાં પાપી —૧૨

—o—

## મ્હારૂં સ્વપ્નું

( રાગ-આંખ વિના અંધારૂં રે. )

નારી વિના ઘેર તાળું રે, સદાય મ્હારે નારી વીના ઘેર તાળું;
એતો દીપક છતાં અંધારૂં રે;— સદાય મ્હારે. ૧
જઈ પનઘટ પર હું બેસું; રસીક રૂપાળી રામા દેખું,
રહું અંતર નારી સારૂં સારૂં રે;— સદાય મ્હારે. ૨
સવારમાં જાગું છું જ્યારે; દળવું પડે હાથે મ્હારે,
માંજુ વાસણ-વાસીદું વાળું વાળું રે;—સદાય મ્હારે. ૩
પાણી લાવું છું સાથે; નહિ કોઈ આવે સાથે,
જગમાં જીવતર મારૂં ખારૂં ખારૂં રે;— સદાય મ્હારે ૪
સત્‌નારાયણ તમે કૃપાળુ; વાંઢા મેણું જો ભાગો મ્હારૂં,
શીરો ધરાવા ધારૂં ધારૂં રે;— સદાય મ્હારે. ૫
એવી ઝંખના કરતો કરતો; જઈને કુવાપર સુતો,
આવી નિંદ્રા સ્વપ્નું ભાળું ભાળું રે,—સદાય મ્હારે. ૬

જ્ઞાતિ બંધુ પંદર આવ્યા, પરણાવવા ગોરી લાવ્યા;
શ્રીફળ ગોરે મને આપ્યું આપ્યું રે,—સદાય મ્હારે. ૭
મામા માસા કાકા કહે છે, આ કન્યા અતિ સુંદર છે;
થઈ ખુશી ખુશી નિહાળું રે,— સદાય મ્હારે. ૮
જ્ઞાતિલાને ભોજન દીધાં, દૂધપાક પુરી ભજીયા કીધાં;
વરઘોડે ફરવા ધારૂં ધારૂં રે,— સદાય મ્હારે. ૯
નટપુરથી આણ્યાં તાજાં, રજકનાં સુરતી વાજાં;
ઘોડા સુંદર શણગારૂં શણગારૂં રે,—સદાય મ્હારે. ૧૦
બની ઠણી સુંદર અલબેલો, વરઘોડા ફરવા નીકળેલો;
અંતર મનસુબા ધારૂં ધારૂં રે,—સદાય મ્હારે. ૧૧
બૈરીને બાળક અવતરીયું, નામ રૂડા રતનો પડીયું,
કીસ્મત ફળીયું સારૂં સારૂં રે,— સદાય મ્હારે. ૧૨
પાંચ વરસનો રતનો થાતાં; મહિસાગર નહાવા જાતાં,
દુઃખનું આવ્યું વાદળ કાળું કાળુંરે,—સદાય મ્હારે. ૧૩
ગાડી સામ સામી અથડાઈ, અમ ટ્રેન ગઈ તેથી ઉથલાઈ,
પડેયો કુવામાં પાણી ભાળું ભાળું રે,—સદાય મ્હારે ૧૪
પાંચ ફેર જ્યાં પાણી પીધું; વહુ—બાળક ક્યાંથી દેખું,
દુઃખ શું ઉચ્ચારૂં ઉચ્ચારૂં રે,— સદાય મ્હારે. ૧૫
મુસાફર એક દયા લાવ્યો; બહાર કુવામાંથી કાઢ્યો;
નારીનો મોહ વીસારૂં વીસારૂં રે— સદાય મ્હારે. ૧૬

સમાપ્ત.

# સસ્તી કીંમતમાં ઉત્તમ વાંચન તૈયારછે.



| | | |
|---|---|---|
| અસહકાર વીણા ... | ... ... ... | રૂ. ૦-૧-૦ |
| સ્વદેશકાવ્ય-અલીબીરાદરોના જેલના ફોટા સાથે | | રૂ. ૦-૧-૦ |
| સ્વદેશ દર્પણ-પંજાબ અને પરદેશી... | ... | રૂ. ૦-૧-૦ |
| રાષ્ટ્રીય ગરબા-સ્વરાજ્ય ગર્જના .. | ... | રૂ. ૦-૧-૬ |
| મુંબાઇની શેઠાણી-સુધરેલી સુંદરી ... | ... | રૂ. ૦-૧-૦ |
| સંગીત-શશીકળા-સચીત્ર વાર્તા ... | ... | રૂ. ૦-૬-૦ |
| કુલીનની કન્યા-સચીત્ર વાર્તા ... | ... | રૂ. ૦-૪-૦ |
| કમનસીબ કમળા-સચીત્ર વાર્તા ... | ... | રૂ. ૦-૪-૦ |
| મહાભારત અઢારે પર્વ, સચીત્ર ... | ... | રૂ. ૩-૦-૦ |
| ચહાદેવીની ચડાઈ-જમાનાનો જુલમ | ... | રૂ. ૦-૧-૦ |
| મુંબાઈની શેઠાણી ભાગ ૨ ... | ... | રૂ. ૦-૧-૦ |

એ સીવાય તમામ જાતનાં પુસ્તકો હમારી પાસેથી મળી શકશે.

બુકસેલરો અને ફેરી કરનારા ગ્રહસ્થોને ભરપુર કમીશન આપવામાં આવે છે.

બુકસેલર જહુલાલ નારણદાસ.
ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે,
મુ. નડીઆદ.

## જસમાઈનનો આયોડાઈઝડ

# સારસાપરેલા

લોહી સુધારી શરીરને નિરોગી બનાવનારી ખરી ખાત્રીની દવા.

જસમાઈનનો આયોડાઇઝડ સારસા પરેલા આજકાલ ઘણોજ વખણાય છે. ખસ, લુખસ. દરાજ, ખરજવાં, ગડગુમડ, પ્રમેહ, ચાંદી, વિસ્ફોટીક, કંઠમાળ, કોઢ અને સામાન્ય નબળાઇ માટે ખાસ કરીને આ જસમાઇનનો સારસાપરેલા વાપરવા ડાકટરો ભલામણ કરે છે, સંધીવામાં તેનો ગુણ અજબ જેવો છે. કીમત રૂ. ૧॥. વી. પી. થી રૂ. ૧॥=. ૩ શીશીના રૂ. ૫)=. ૬ શીશીના રૂ. ૯)=.

**મેનેજર—જસમાઈન એજન્સી,**

**મુ. નડીઆદ ( ગુજરાત. )**